श्री गणेशाय नमः

# ભક્ત પીપાજી

## નાટકનાં ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર,

વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા એન્ડ કો.
શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક
મુ. કરાચી.

ગ્રંથ સ્વામિત્વના સર્વ હક્ક પ્રસિદ્ધ કરનારને સ્વાધીન છે.

હિતેચ્છુ પ્રેસમાં હરિલાલ વાલજી ઠાકરે છાપ્યું,—કરાચી.

આવૃતિ ત્રીજી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪ — સને ૧૯૧૮

કીંમત ૦—૨—૦

૭૫૦૯
અમદાવાદ

## ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ રાજા મહારાજાઓ

નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેંબરો, સેશન્સ જજો, કર્નલો, મેજર, કેપટન, નામદાર વાઈસરાયના ઓનરરી એ. ડી. સી. લેફટેન્ટ, પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન ઓફીસર, યુરોપીઅન સીવીલ સરજન, એમ. ડી.ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીઅન અમલદારોમાં **બાદશાહી યાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નીશાની છે—ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાઈઝ થએલ છે.

# બાદશાહી યાકુતી

## અનંગ વિલાસ

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવિકારના તમામ વ્યાધી મટાડે છે. અને વિર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનનાં માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

ડાક્ટર કાશીદાસ મોતીરામ-રાજકોટ-કાઠીઆવાડ.

# પાત્રોની ઓળખાણ.

## પુરૂષ પાત્રો.

**શ્રી કૃષ્ણ**........( વિશ્નુ ભગવાનનો અવતાર ) જગપાલક ઇશ્વર.

**ભકત પીપાજી**....માળવ દેશમાં ગાગરોડગઢના રાજા

**શ્રી રામાનંદજી**...કાશી નિવાસી મહાત્મા ભકત પીપાજીના સદગુરૂ

**કબીર સાહેબ**....શ્રી રામાનંદ ગુરૂના પરમ શીષ્ય.

**ભીમાજી**.........ભકતરાજ પીપાજીનો ભત્રિજો.

**સંભાજી**..........ભીમાજીનો પુત્ર

**વક્રદંત**...........ભકતરાજ પીપાજીનો રાજ્યગોર

**સુરજમલ્લ**........ટોડી ગામનો રાજા

**કઠોરચંદ**.........ટોડી ગામનો અધમ વેપારી

**લાલચુલાલ**.......કઠોરચંદનો પુત્ર

સિવાય ઇંદ્રરાય, બ્રાહ્મણો, સાધુ મંડળ પ્રતીહાર વિગેરે.

# સ્ત્રી પાત્રો.

શ્રી રાધિકા......( શ્રી વિશ્નુ પત્નિ ) લક્ષ્મી અવતાર

શ્રી દેવીભગવતી.ભકતરાજ પીપાજીની કુળદેવી

દયાદેવી.........ભકતરાજ પીપાજીની ધર્મ પત્નિ

| | |
|---|---|
| શાંન્તિ<br>ક્ષાંન્તિ | ભકતરાજ પીપાજીની પત્નીઓ. |
| લહુરી<br>તીલોત્મા | રાજા સુરજમલની રાણીઓ. |

સુનંદા.......રાજા સુરજમલની પુત્રી, સંભાજીની ધર્મ પત્નિ.

| | |
|---|---|
| સરીતા<br>હેમકુંવર | સુનંદાની મુખ્ય દાસીઓ |

વક્રદંતી.......રાજયગોર વક્રદંતની સ્ત્રી.

સિવાય—સખીઓ અપસરાઓ ઝવેર વાણીયાણ બાળાઓ વિગેરે.



श्री गणेशाय नमः

# ભક્ત પીપાજી

## નાટકનો ટુંક સાર.

---

### અંક ૧લો.

પ્રારંભમાં મંગળાચરણ થાય છે.

પ્ર ૧—માં ગાંગરોડગઢના રાજા ભકતરાજ પીપાજી પોતાની કુળદેવીનું સ્મરણ કરી પલંગ પર નિદ્રાવશ થવા જાય છે ત્યાં દેવીની પ્રબળ માયાનો ચીતાર જોઇ ભકતરાજ પીપાજી દેવીની પ્રાર્થના કરે છે જેથી દેવી દર્શન દઇ અને પ્રસન્ન થઇ મુક્તિ મેળવવા માટે કાશી વાશી ગુરૂ રામાનંદના શીષ્ય થવા ભકતને આજ્ઞા કરે છે, જેથી આપ્ત વર્ગની રજા લઇ ભકતરાજનું કાશી જવું.

પ્ર ૨—માં રાજ્યગોર વક્રદંત તથા વક્રદંતી ગોરાણીના કંકાસ ભરેલા ગ્રહસ્થાશ્રમનું ભોપાળું ભયંકર બીમાજી પાસે ખુલું થવું બાદ વક્રદંતનું ભક્તરાજની સાથે કાશી જવું.

પ્ર ૩—માં કાશીમાં રામાનંદ સ્વામીનો આશ્રમ કબીર સાહેબ દાસ ભક્તરાજની પરીક્ષા બાદ ગુરૂ મંત્ર પામી પીપાજી તથા રામાનંદનું ગાંગરોડગઢ જવું.

પ્ર ૪—માં રાધાકૃષ્ણ પીપાજીની ભક્તિથી પ્રસન્ન થઇ તેને સહાય કરવા નિશ્ચય કરે છે.

પ્ર ૫.—ગાંગરોડગઢમાં ગુરૂ રામાનંદનું પધારવું ને નગરશેઠ રામલાલ ઝવેરીને રૂપે શ્રીરામ સંભાજીને ગાદી સોંપી અંતર ધ્યાન થાય છે બાદ શુદ્ધ સતી દયાદેવીને સાથે લઇને આપ્ત વર્ગની રજા લઇ ગુરૂ સાથે ભકતરાજનું દ્વારકાં જવું.

પ્ર ૬—માં શુશીલ રાજબાળા સુનંદાને સૌભાગ્યવંત ભકતપતીનો સ્નેહ ભર્યો પત્ર મળતાં થતો આનંદ પત્ર પર સખીઓની હાંસી તે પર શુશીલ સુનંદાના સદવચન.

પ્ર ૭—માં રાજ્ય મહેલમાં વક્રદંત તથા વક્રદંતીનો વંદ વીવાદ ત્યાં શાન્તિ તથા કાન્તિ પોતાની ચુક્તિમાં ન ફાવવાથી સપત્નિ દયાદેવીને ભકતપત્ની સાથે દુઃખ દેવા માટે ભીમાજી તથા વક્રદંત ગોરને મોકલે છે. સંભાજીનો સદબોધ.

પ્ર ૮—માં શ્રી દ્વારામતિમાં અમુક સમય રહેવા ભકતને ગુરૂની આજ્ઞા ત્યાં છુપે વેશે આવેલ ભયંકર ભીમાજી તથા રાજ્યગોર વક્રદંત ભકતરાજને સોનાની દ્વારકા સમુદ્રમાં બતાવે છે ભકતરાજ સતી દયાદેવીની સાથે સમુદ્ર પર ચાલીને જાય છે શ્રીપ્રભુ રણછોડરાય સામા આવી નીજ ભુવનમાં લઇ જઇ સંસારી જીવના ઉધ્ધાર અર્થે પોતાના ભકતને પાછા પૃથ્વી પર મોકલે છે.

# અંક ૨જો.

---

પ્ર. ૧—માં પોતાના આખા કુટુંબને પ્રભુ ભક્તિ પ્રત્યે વાળવાના પીપાજીના વિચાર અને અદ્રશ્ય રૂપે રહી તે વિચાર જાણી જનાર શ્રી કૃષ્ણ પરમાત્માના તેમ કરવાના ૬૯ ઉદગાર.

પ્ર ૨—માં ભક્ત પતીને વીના વાંકે દુઃખ દેવાના પાપી વીચારોથી શાન્તી તથા કાન્તી રાણીને થતો પસ્તાવો સંભાજીનો સદબોધ અને સંભાજીના વીવાહની તઇયારી.

પ્ર ૩—માં ટોડી ગામની ભાગોળે સરોવર પર ભકતરાજનું આશ્રમ શ્રીકૃષ્ણ રાધાનો પરસ્પર ભક્તને માયામાં લોભાવવા વિષેનો સંવાદ ભકતની કસોટી અધમ વેંપારી કઠોરચંદને ચમત્કારી સોનાની શય્યા ભકતરાજ તરફથી પ્રાપ્ત થવી સંભાજીના વીવાહ મંડપમાં પધારવા સુરજમલ મહારાજાનું આમંત્રણ ભકતરાજનું દયાદેવી સાથે શહેરમાં જવું બીમાજી તથા ગોર ઉપર રાક્ષસી કોપ.

પ્ર ૪—શુશીલ સુનંદા તથા સખીઓ વચ્ચે સુનંદાના લગ્નનો આનંદ.

પ્ર ૫—માં ભકતરાજના પ્રપૌત્ર કુમાર શંભાજીના શુશીલ સુનંદા સાથે શુભ વીવાહ.

પ્ર. ૬—માં લાલચુ દીકરાને સોનાની શય્યા સોંપવાથી કઠોરચંદને થતો પસ્તાવો કઠોરચંદને દીકરા તથા વહુ તરફથી અપમાન બાદ કઠોરચંદ તેનું વેર લેવા નિશ્ચય કરે છે.

પ્ર. ૭—સૌભાગ્યવંતી સુનંદા પ્રભુ મુર્તીને પુર્ણ પ્રેમથી હેમને હીંડોળે ઝુલાવે છે તે જોઇ ભક્ત કુમાર સંભાજી સંતોષ પામી ધર્મપત્નિને ધન્યવાદ આપે છે અને આગલે દીવસ એકાદશીનું વ્રત હોવાથી દ્વાદશીના પારણા કરવા સતી પ્રેમાને આજ્ઞાને રામભક્તિથી થતો આનંદ.

પ્ર. ૮—માં ભક્તરાજના આશ્રમમાં એક જ્વરથી પીડીત સાધુનું આવવું ને ઠાકોર સેવા સારૂં દયા દેવીની માંગણી કરવી. દયાદેવીનું સાધુ સાથે જવું ભીમાજી તીરસ્કાર બતાવે છે બાદ ગણેશચોથનો દીવસ હોવાથી પાંચ ગામના પટેલીયાઓ આવી ભક્તરાજને રામના સોગન આપી એકજ વખતે જમવાનુ કહી જાય છે ભક્તની રામ પ્રત્યે પ્રાર્થના બાદ પ્રભુ સર્વના ઘેરથી જમી સૌના ઘરની પ્રસાદી લઇ ભક્તને આપી જાય છે બાદ પાચે પટેલીયાઓ આવી રામભજન કરતાં ભક્તને સાલ ત્થા પાઘડી બંધાવે છે. ભીમાજી ત્થા મોર તે વાત ખોટી ગણી રાજા સુરજમલ પાસે ફરીયાદ કરવા જાય છે.

પ્ર. ૯—માં રાજા પાસે ભીમાજીનો ફરીયાદ સતી દયા દેવી ત્થા સાધુને નજર કેદ પાંચે પટેલોનો તીરસ્કાર ગુરૂ ભક્તરાજને સખ્ત કેદનો હુકમ ભક્તરાજને બેડીઓ પહેરાવતા બેડીયુંનું તુટી જવું.

તે સમયે અંતરની વાત જાણનાર ભક્તરાજ પાસે રાજા સુરજમલ્લ આશી માગી ભયંકર બીમારી તથા કપટી ગોરને દેશ પાર કરે છે સતી દયાદેવી તથા સાધુનો છુટકારો. બાદ ભક્તરાજ રાણી બહુ રીને પ્રભુ પ્રસાદી આપી પુત્ર દર્શનનાં આશીર વચન આપે છે બાદ થતા આનંદ.



# અંક ૩ જો.

---

પ્ર. ૧—માં કઠોરચંદનું દગેથી મૃત્યુ ત્યાં ભકત્તરાજનો ઉપદેશ પટારા ઉઘાડતાં માયાને બદલે પથર તેથી લાલચુલાલ ત્થા ઝવેરનો પસ્તાવો બાદ લાલચુલાલ ખોટાં નામાં લખી ભકત પાસેથી વધુ નાંણા લેવા એવો નીશ્ચય કરે છે.

પ્ર. ૨—માં રામાનંદ ગુરૂ પાસે ભકતરાજની નીંદા કરનાર નીચ ભીમાજી ત્થા વક્રદંતનું મારણ મંત્રના પાસમાં સપડાવુ જેથી રામાનંદ ગુરૂની તે બંનેને ભકતને શરણે જવા સુચના.

પ્ર. ૩—માં સીતારામ નામના પ્રતાપે ને ધર્મરાયની આજ્ઞાથી કઠોરચંદને ચ ર પહોર ઇંદ્રાસન મળવું ત્યાં અપસરા દ્વારા રામ દર્શન કરી કઠોરચંદનું પાપ મુકત થવું.

પ્ર. ૪—માં ભકતરાજ પાસે ખોટાં નાણાં ચુકાવવા આવેલ લાલચુલાલના ચોપડાના કાગળોનું કોરા થઇ જવું લાલચુલાલનું ગભરાવું પણ ભકતરાજની દયાથી સાચા ન મ'નું જાહેર થવું. અવગતીઓ કઠોરચંદ આવી ભકતની પ્રાર્થના કરે છે ભકતરાજ તેને સેવા ફરમાવે છે, પોતે અહીં છે ને બીજી દેહથી ભકતરાજ દ્વારકાં ગયા ની હકીકત સાંભળી રાજા સુરજમલ ત્થા સર્વે ચકીત થાય છે. ને ખાત્રી કરવા સારૂ સર્વે દ્વારકાં જાય છે. બાદ ભકતરાજના સદબોધથી લાલચુલાલ ત્થા ઝવેર ભગવત ભજન કરે છે.

પ્ર. ૫—માં ગાંગરોડગઢમાં સુશીલ સુનંદા તથા સંભાજીની પરસ્પર ભક્તિની પરીક્ષા બાદ કઠોરચંદના મુખથી સમાચાર સાંભળી આનંદ પામી શ્રી રણુછોડરાય પ્રભુ તથા ભક્તરાજના દર્શન કરવા ભક્ત કુટુંબનુ શ્રી દ્વારામતી જવું.

પ્ર. ૬—માં જંગલમાં મારણ મંત્રથી દુઃખ પામતા ભીમાજી તથા ગોરને ભક્ત કુટુંબનો મેલાપ.

પ્ર. ૭—માં શ્રી દ્વારકાજીમાં શ્રી રણુછોડરાયના મંદીરમાં અન્નકોટ દર્શને રાજા સુરજમલની શંકાનું નીવારણ સદગુરૂ તથા ભક્ત કુટુંબનો ભક્તરાજને મેળાપ ભીમાજી તથા ગોરનો મારણ મંત્રથી મોક્ષ સર્વેને શ્રી રણુછોડરાયની મુર્તીમાંથી રામ દર્શન કઠોરચંદનો ઉધાર શ્રી સીતારામની દયાથી ભક્ત પીપાજીનો પુર્ણ જયને વીજય ધ્વની સાથે થતો આનંદ બાદ પ્રયોગ સમાપ્ત થાય છે.

ૐ શાંન્તિ. શાંન્તિ. શાંન્તિ.



# ભક્ત પીપાજી
## નાટકનાં ગાયનો.

---

### અંક ૧લો.

#### મંગળાચરણ

નટી બાળાઓ ૧

જય દશરથ સુત દયા નીધી સીતાપતી
સુખકર છો સદા સેવક હૃદયમાં અતી.......જય૦
હંસ વંશ અવતંશ અકળ ગતી
જગપતી નીત્ય પ્રતી મંગળ દાયક કૃતી
કૃપા કરી રાવણારી વિઘ હરી પ્રીતીધારી
ભાણુદાસ ઉરં વસો કરો શુભ મતી..........જય૦

સુત્રધાર નટી— ૨

ગીરીજાપતી કરૂણા નીધી જય જટાધર
ગંગાધર સુરવર....................ગી૦
ભકત વત્સલતા ભવ્ય ધારી ઉર
શીઘ પ્રસન્ન થાતાં
પ્રાણી માત્રનું કલ્યાણ કરજો
પ્રેમે યાચીએ જગત્રાતા..................ગી૦

પીપાજી દયાદેવી— ૩

રાજાજી વહેલા વહેલા વળજો
ભકિત ભલે ગુરૂ ધારી કરજો
ગુરૂ મારા ગોવીંદ બતાવશે
ત્રિવીધના તાપને સમાવશે...............રાજાજી૦
પ્રેમે પ્રભુ છબી ઉરે ધરજો
કુટુંબને તારી સુખે તરજો...............રાજાજી૦

વક્રદંત વક્રદંતી— ૪

બોલ વ્હાલી (૨) સ્વામીજી સુખેથી સીધાવો
કંટાળી (૨) કરીને માથા કુટ જાઓ
નારી તું નઠારી ભુંડો તું ભંગેડી ભારી
મારા માબાપે તુજ સાથે પરણાવીને કીધી છે મોટી ભુલ

તું છે બાવળીયો તુરોને હું છું મીઠું ગુલાબનું ફુલ
ગુલાબમાં પણ કાંટા ગોરી ઘણા હોય છે કહો છે કબુલ
સરખે સરખાં મળ્યા પુર્વ જનમમાં બાંધીને ધરમ પુલ
(માટે પ્રીયા એક વાર પ્રેમથી કહે કે પતી વહેલા પધારજો)
(બહુ સારૂ લ્યો પતી વહેલા પધારજો)
( આહાહા બોલ પ્રીયા ફરીથી બોલ )
( હવે નહીં બોલું હુ. તો જઉં છું ઘરમાં )
આ ચાલી (૩)...................બોલ૦

૫

ગુરૂ રામાનંદજી કબીર સંતમંડળ—

હાટડા માંહી રે મારો હીરલો હેરાણો રે
પાંચ પચીશ નારે ઝઘડાની માંહી રે........મારો૦
કોઇ રે વૃત અને તીરથ કરાવે
કોઇ રે શોધે હો પાણી પથરાની માંહી રે........મારો૦
દેવીને દેવતા પીર પેગંબર
કોઇરે વસે હો મારા ઘટડાની માંહીરે..........મારો૦
કેત કબીરા સુનો મેરે સાધુ
બાંધ લીયાસો આછા અંચલાની માંહીરે.......મારો૦

૬

ગુરૂ રામાનંદજી પીપાજી કબીરજી સંતમંડળ—

મરી જાઉં છે માયા મેલી હો (૨)
આરે કાયા તારી કેશર વરણી
માંહીરે વાવી છે વિષ વેલી હો (૨)
કોઇરે બનાવ બાગ બગીચા
કોઇરે બનાવે હવેલી હો (૨)
કોડી કોડીરે ધન ભેગું કીધું,
સાથ ન આવે અધેલી હો (૨)
ભાવ ધરીને સીતારામને ભજતાં,
પાળતો બંધાવો પુર પેલી હો (૨)

શ્રીકૃષ્ણજી— ૭

આનંદ ઉર ઉભરાય
ભકિત કરતાં ધ્યાન મુજ ધરતાં
વશ કીધો મુને પીપાજીરાય..........આનંદ૦
લક્ષ્મી સંગમાં વસી ઉર રંગમાં
સહાય કરીશ હું તને સદાય..........આનંદ૦

રાધા કૃષ્ણ—                ૮

ચાલો ચાલો પ્રભુજી પધારો
ભલે ભક્તોની વ્યાંધી નીવારો
પ્રતી! ધરી ધરી ધરી..................ચાલો૦
માયા મુજ સુખકારી દીન પર દયા તારી
જોઇ મેં અપાર આનંદ આગાર........ચાલો૦
સાધુઓને પાળવા દાનવોને મારવા
લ્યો છો. અવતાર જગત આધાર........ચાલો૦

૯

સંભાજી ભીમાજી શન્તિ કાન્તિ—

દુર દુર દુર કુંવર બકનાં છકનાં જાતું દુર
કુર કુર કુર કરમ કરતાં કરતાં કાં નથી કુર
પાપીના સુખમાં પડતી ધુળ
જાતાં યમ દરબાર જરૂર
સમજો શીખ કહું છું ઠીક
માન થકી બનોના મગરૂર
ખાસ દીનદાસને સાહેબ સહાય કરશે પુર........દુર૦

સુનંદા અને સખીઓ— ૧૦

( ગરબો )

કેવી મનહર ખીલી ફુલવાડી જોજો સખી પ્યારી પ્યારીરે
તેમાં રંગી બેરંગી ફુલ ભારી જોજો સખી પ્યારી પ્યારીરે
ભાવે ભોગીને મન આવે ઉરે ઉમંગ સુંદીર શોભા નીહાળીરે
નવીન નાગર શુગંધ સાંદર નીત્યે પામે નર નારીરે જો
સત્ય સંજોગ મળે ભાણુ ઉધ્ય થાય રેન વીતે અંધારીરે
સુંદર માળી છે ગીરધારી વ્રજવાસી સુખકારીરે....જો૦

સુનંદા— ૧૧

પ્યારી પુરા પ્રેમે લખી પત્રીકા
વાંચીને વીચાર કરો મનમાં................પ્યારી૦
રામ ચરણ કમળ ભ્રમર
રજ રૂપી ચંપા વનમાં
વાસ કર્યો વ્હાલી છાની ઉરે ધારી
રાખો ચીતવનમાં હાં દેખી તન ધનમાં........પ્યારી૦

સુનંદા સખીઓ— ૧૨

શાણી સખી રાણી થવાની સાધું રાજાની ધન્ય તુંને
વાહરે અલી જગત માંહી
જન્મ તારો ધન્ય છે

ઓલ્યો ભલે બની દીવાનીને એવી વાણી તોય મનું હર્ષ હુંતો
સાધુ સંગે જન્મ મારો ધન્ય છે
મારી તમાચો મોઢે અમથી રાખે રાતો રંગ
જોબનની જો પીડા થાશે ભુલી જાશે ઢંગ
કાચ કદી નવ ગ્રહે ઝવેરી ચંપક ભ્રમરા દેતા મેલી
સમજણી છો તું ભારી રામ રંગી પીયુની પ્યારી
વાહરે અલી જગતમાંહી જન્મ તારો ધન્ય છે....શાણી૦

૧૩

સંભાજી ભીમાજી કાંન્તિ શાન્તિ—

રામ ભકતને સંકટ દેતાં કામ તમારાં સર્વ બગડશે
કાગ ભલેને બકબક કરશે કોયલ કંઠ મધુર નવ ટળશે
કોયલ કહેશે કોણુ જગતમાં કુર કાગડી જોઈ નજરમાં
જાત વીના નહીં ભાત પડે શું કાયર જીતે શુર સમરમાં
સાખી—જેટલા તારા ગગનમાં એટલા શત્રુ હોય
એક રામ જો સહાય તો જખ મારે સઉ કોઇ....રામ૦

૧૪

રાધા કૃષ્ણ—પિપા પ્રેમે પધારોરે પૃથ્વી પરે
ચીત્ત ધરાવી ચરણે મ્હારે
કરો કર્મ મમ પ્યારે, રે કરો કર્મ મમ પ્યારે

ધરતાં અંતર ભક્તિ ભાવે
પાર પમાશે પ્રીતે પુનીત પણેરે............પૃથ્વી પર૦

પીપાજી તથા દયાદેવી—હૈયે ધારી મુર્તિ ભારી
ભજશું ભુધર ભાવે રે ભજશું ભુધર ભાવે
માયા મોહ કદી ન સતાવે
શ્રીવર સ્વામી સ્નેહે સ્હાય થજો રે........પૃથ્વી પર૦



# અંક ૨જો.

---

પીપાજી દયાદેવી— ૧૫

જીવ ભજી લે જગદાધાર પામવા આ
ભવ સાગર પાર
કુદી રહયો છે શીર પર કાળ કડકતો
દાંત અરે વીકુળ
તેતર પર જયમ બાજ તાકતો તેમજ
જીવને કાળ
બાજ ઝપાટે લહે સપાટે ખેંચી
નાખી જાળ
જીવ પછી એકલું જાવું સઉ સગાંથી
આળગું થાવું
એ માટે સમજી સાર સમર શ્રીરામ
ધરીને પ્યાર
જીવન જોબન રાજધન અવીચળ
રહે ન કોય
સુરપુર સુખે સાધત ચંચળ જે
ચીત હોય........જીવ૦

શ્રી કૃષ્ણ— ૧૬

પુરણ પ્રેમ બાંધ્યો પાશ
મુજ સાથ પીપાજી દાસ..............પુરણ૦
મુજ નામ મુજ કામ મુજ વિશ્વાસ મુજ આશ
એવી રીત ગ્રહી તે ચીત કરૂં ન કેમ હવે હું પાસ....પુ૦
વીણ કારણ ભકત તુજ વૈરી બનીને કરે કંકાસ.
નીચ એવા નૃપ કે રંક પામશે મુજ કોપથી નાશ....પુ૦

સંભાજી— ૧૭

અજબ ગતી રામ જય સીતા શ્યામ
અરજ કરૂં અતી દેજો ચરણ રતી
અનંત છો આદીતે ચાહો જો પ્રભુ ચીતે
પંડીત કરો પ્રીતે મુરખને સુરીતે...........અજબ૦
પ્રેમદા મુજ પ્યારી સુનંદા સ્નેહ ધરી
કરે ભકિત તમારીએ ચાહું દીલ વીચારી....અજબ૦

ચીપાજી દયા દેવી— ૧૮

રામ રસીલા શ્યામ રંગીલા રહેજો મમ ઉરમાં
જય રઘુનંદન શીવ ઉર ચંદન

સુરવરવંદન મુની મન રંજન..............રહેજો
ખાતે ખટ અરી દુર ઝર કરી
નીત્ય પ્રીત ધારી અવધ વીહારી..............રહેજો

રાધા કૃષ્ણ— ૧૯

ભુલાવું હું તો ભકતોને મોહનજી માયા બતાવી
છોડાવું હું તો ભકતોને સ્નેહથી સાધુ બનાવી
જો જો ભુલી જશે કસોટી પુરી થશે
કસોટી અળગી રહેશે માયા ઉપાડી લેશે
મોંઘી મુકિત મેળવે જપતાં મારૂં નામ
એવા મારા ભકતને માયાથી શું કામ
ચતુરાં ચંપક વન હશે ખીલ્યું ખુબીદાર
ભ્રમર ભુલી નવ ત્યાં જશે મધુર ગુલાબ અપાર
જો જો ભુલી જશે કસોટી પુરી થશે
કસોટી અળગી થશે માયા ઉપાડી લેશે.......હું તો

સુનંદા સખીઓ— ૨૦

શણગાર સજતું આલી,

વરમાળ ધરવા વ્હાલી;
સુખમાલ દીલમાં રૂપાળી..................શણુગાર૦
કસકસતી પહેરી ચોળી
ઓઢી સાડી અણુમોલી
વળી ઘાઘરી ઘુઘરીવાળીરે..............શણુગાર૦
ચંદન ચિતહર કરી રંગે
મંડપમાં ચાલ ઉમંગે
તુજ પ્રીતમને તું પ્યારીરે..............શણુગાર૦
સખી આજ સુંદીર દહાડો
શ્રી રામ રંગી પ્યારો
પામીશ કરમાં કર ધારીરે..............શણુગાર૦

સ્ત્રીઓ— ૨૧

ગીત

જીરે અમીરસ ભર્યાંરે કંચોરડાં
જીરે મેલ્યાં છે માંડવા હેઠ મારે રાયે વખાણ્યો કેવડો
જીરે કયો ભાઇ વડારે વિશેક..............મારે૦
જીરે ભકત પીપાજી વડારે વિશેક..........મારે૦

લાભશુલાલ, ઝવેર— ૨૨

કરો અમન ચમન બની મગન મગન
જોઇ રાજી રાજી થાઉં જોબનવતી
લાગી આતન સહન મુને મદન અગન
વ્હાલા કરો ભેટીને તન મનથી
જો પ્રેમ આપણો જુવે કોઇ જમાનામાં
જોઇ શીખ્યા પછી રૂવે નહિ જમાનામાં
નયનોથી નયન મીલાવે તે જમાનામાં
જોબન રંગ નહિ ગુમાવે તે જમનામાં
પુરૂષ પ્યારી સુખ મ ણે તે જમનામાં
અવતાર ધન્ય કરી જાણે તે જમાનામાં
મોહી મોહી મોહનજી કરૂં હું કુરબાન તન મન ધન—કરો૦

સુનંદા— ૨૩

ઝુલો મારા પ્યારા રસીલા રામ ઝુલો
ઝુલો ઝુલો પ્રેમે ઝુલવું
ફુલો નીત્ય રંગે પુરણ કામ ફુલો
ફુલો ફુલો ફુલડે વધાવું
માતા કૌશલ્યાનું આંગણું રૂપાળું
હેમના હીંડાળાને મોતી જ્યોતીવાળું
પ્યારૂં પ્યારૂં એવું ક્યાંથી લાવું
રંક તણું આંગણું છે. આતો રામ રાજાજી

ભાવના ભુખ્યા છો માની લેજો એવું થઇ રાજી
ગાજી ગાજી ગીત સંભળાવું.................ઝુલો૦

સંભાજી સુનંદા— ૨૪

પ્યારી પ્રીતી તારી પેખી પુરણુ કામનીરે
ભકિત ભાવે કરીએ સંગે રસીયાં રામનીરે........પ્યારી૦
મારૂં તારૂં કરી મરે મુરખ નરને નાર
હીરો બદલી કાચ લે પામે નહિ સતસાર—વાહ વાહ—પ્રીતી
ગુણીયલ અહણી તુજસમાં જેના થઇ મોજાર
આ લે કે પર લોકમાં ધન્ય તે તેનો અવતાર—વાહ વાહ—પ્રીતી

ચીપાજી પાંચ પટેલો— ૨૫

પહેરો ભગત પાઘડી ઓઢો સાલ આ ઘડી
રામ નામ ઉર ધરી ભક્તિ કરો સુખ ભરી
જાણો જીવન બે ઘડી મેલો મમતા પરી
ધર્મ દાન હયો કરી ભાઇ ભજો શ્રીહરી....પહેરો૦
લાવી જ્ઞાન લાકડી અમને લાગી આકરી
કરશું રામ ચાકરી જઇશું ભવાબ્ધી તરી....પહેરો૦

સર્વે— ૨૬

જાણી લેજો પ્રાણીયા સંસારનો ખેલ સર્વે ખોટોરે
એક પલમાં ઉડી જાશે પ્રાણુરે જળ પરપોટોરે—

ભલે દુઃખીયા સ્નેહી માત તાતરે ભરી એક ભેટરે
અંત વખતે છે કાળની ઘાતરે સગાં રહે છેટરે—
સદા દુઃખીયો દેખાય છે સંસારરે જેમાં લોભ ઝાઝોરે
કામ ક્રોધથી બચીને કોઠરે સંત જાય સાજોરે—
સાધુ સેવા ને વૃત દાન કરશો તો પુર્ણ સુખી થાશોરે
ભક્ત પીપાના નાથને ભજતાં વૈકુંઠ વ્હેલા જાશોરે—

---

# અંક ત્રીજો.

લાલચુલાલ ઝવેર— ૨૭

સોનાની શય્યા હાય ગુમાવી બાપે લક્ષ્મીની લાલચ બતાવી
સોંપ્યા પટારા જોયા ઉઘાડી રોમા રસીલીરે રંગીલી
હો કરમે લખ્યા હશે પથરા...............સોનાની૦
ગાડીમાં બેસીને ફરતા વાડી અમન ચમન કરતાં દાડી
બાપ તમારો મરતો બચો મારી રોમા રસીલીરે રંગીલી
હો કરમે લખ્યા હશે પથરા...............સોનાની૦

સુરમંડળ અપસરાઓ— ૨૮

આનંદે આવો આલી ઘુમ ઘુમ નાચો વ્હાલી
કર કર દઇ તાલી સમતાલ સંભાલી
સંગીત સુધારી સુખદ સંગમાં
હો સખી પતીના ગુણ ગાઓ

પુષ્પ પારી જાતક લાવો સખી સ્નેહ સા । વધાવો
મોતીડાના મેઘ વરસાવો અબીલ ગુલાલ ઉડાવો
રાજી રાજી મનમાંહી થાઓ..............હે । સખી૦
સુરવર સુંદર ઇંદ્ર નામે રાજન રચીઆ અમરપુર ધામે
અંતર અંદર સહુ સુખ પામે દર્શન કરતાં જાય દુઃખ ઠામે
હો સચી પતીના ગુણ ગાઓ..........આનંદે૦

૨૯

ઇંદ્ર ધર્મ બ્રહસ્પતી સુરમંડળ અપસરાઓ નારદ વીગેરે—

નારાયણ બહુ નામી અંતરયામી ને પદ નમો નમો
ભુધારણ ભયહારી સત દીલ ધારી સુખમાં રમો રમો
રમો રમો (૨) નમો નમો (૨).......નારાયણ૦
એક તે અનેક રૂપ લહી સુધારે ભકત કામ
પ્રેમને સુનેમ સાથ ભકિત ભાળી રીઝે રામ
મમ ઇંદ્રાસન સુખ આવે નહી ભકિત તુલ્ય
બ્રહમાંડનું રાજ્ય પણ આવે નહિ ભકિત તુલ્ય
ભકિત છે સુખકારી ભકિત છે અઘહારી
ભકિતની બલીહારી હાં, વાહવાહ સુરપતી જયજય....ના૦

સંભાજી— ૩૦

ઘુંઘટ પટ ખોલો ઘણી વાર થઇ
મધુરી મુખે બોલો મુકી માન દઇ

મનાવી પ્રીયા થાક્યો રમીલી રંગ રાખ્યો
અધર રસ માંઓ આલીંગન દઇ............ઘુંઘટ૦

મદન મેણાં મારે જુદાઇ જુવે ત્યારે
રતીનો રંગ માણો માટે માની જઇ........ઘુંઘટ૦

સંભાજી સુનંદા— ૩૧

રામ સગા સાચા સ્વામી પ્યારા
નામ જેનુ જપતાં ભાગે ભય ભારા
શ્યામ વીજા બધા સમધી નઠારા............રામ૦
આવી મીઠી વાણીમાં હું મોહી રહ્યો
જોને જોબનવંતી! મુખ જોઇ રહ્યો
આજ દીલથી દુનીઆનો મોહ ઉડી ગયો.
ભાવ ભક્તિનો ભાણ ઉદય થયો
સુંદરીના સ્તન પરે એક હાથ
અગનીના કુંડ માંહી બીજો હાથ
આવો વૈરાગ્ય સાધશું સાથ
જીહાં........વારી વારી જાઉં વ્હાલા.......રામ૦

સંભાજીનંદા— ૩૨

રમણી જુઓ કેવી દશા થઇ જુલમના કરનારની
વાહવાહ રસીલા વાહ છબીલા અંધળ ગતી કીરતારની

આકાશ દેહી દુધ ચાહે મુઢ દુરમતી માનવી
કુવો કીનારે ખોદતાં તે કુર જઇને જાનવી
હૃદયે વસે શ્રીરામ તોપણુ ભુત ભજવા ભટકતા
આ લોકમાં પરલોક ખોઇ અધવચે તે લટકતા
શુભ હીતની શુભ રીતને કોઇ સંત વીરલા જાણુતા
ખટવેરીને ખંખેરીને મનમાં સુખાનંદ માણુતા—છે

સર્વે પાત્રો— ૩૩

એવી એવી ભક્તિ કરો જન જગમાં (૨)....એવી
પાણી પ્યાસી અન્ન ઉપવાસી
રામ રટણુ કરો ત્યમ જન જગમાં..........એવી૦
પતંગ બળે દીપક પ્રીતે ત્યમ
હરી ચરણે ચીત ધરો..............જન જગમાં૦
કબીર પીપાજી કહે સાધુ
ભક્તિ નાવ લઇ તરો..............જન જગમાં૦



## આખી દુનીઆમાં એક છુપી લડાઇ

# સુલેહ નહિ પણ ફત્તેહ

દુનીઆમાં દરેક ભાગ પર અસંખ્ય માણુસોના શરીરોમાં નબળાઇ તથા મૃત્યુને લાવનારાં દરદો અને તંદુરસ્તી તથા તાકાતની વચ્ચે લાંબા જમાનાથી મ્હોટી લડાઇ ચાલી રહી છે. જેના ખબર ન્યુઝ પેપરો મારફત કે રૂટર જેવી એજન્સીઓ મારફત આપણને મળતા નથી.

આ લડાઇમાં જ્યારે આતંક નિગ્રહ ગોળીઓ ભાગ લે છે. ત્યારે એ બંને વચ્ચેની કોઇ પણ પ્રકારની સુલેહને અટકાવીને તે તંદુરસ્ત તથા તાકાતની બાજુમાંજ ફતેહનું પરિણામ લાવે છે, અને નબળાઇ તથા મૃત્યુને લાવનારાં દરદોનો તદન નાશ કરે છે.

કિંમત ગોળી ૩૨ની ડબી ૧ નો રૂ. ૧ એક

વિશેષ હકીકત જાણુવા માટે "પ્રાઇસ લીસ્ટ" મંગાવો.

બ્રાન્ચ ઓફીસ
કરાચી—નં. ૩૨૨ બંદર રોડ
સ્વામીનારાયણુના મંદીર પાસે

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી
માલીક—આતંક નિગ્રહ ઔષધાલય
જામનગર—કાઠીયાવાડ.

# જાહેર ખબર

અમારી કંપનીના ભજવેલાં નાટકનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીમતે રોકડેથી મંગાવ્યાથી મોકલવામાં આવશે.

| ચોપડીનુ નામ | કીમત. |
|---|---|
| બીલ્વમંગળ ઉર્ફે સુરદાસ ... ... | ૦—૨—૦ |
| શ્રી ભકિત વિજય ... ... ... | ૦—૨—૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦—૨—૦ |
| નાગર ભકત ... ... ... ... | ૦—૨—૦ |
| નીલમ—માણેક ... ... ... ... | ૦—૨—૦ |
| મનહર—મેના ... ... ... ... | ૦—૨—૦ |
| યોગ કન્યા ... ... ... ... | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી ... ... ... | ૦—૨—૦ |
| જોહરે શમશીર... ... ... ... | ૦—૨—૦ |
| શ્રી જયમતી ... ... ... ... | ૦—૨—૦ |
| માતૃ પીતૃ ભકત પુંડરીક ... ... | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા... ... ... ... | ૦—૨—૦ |
| હોથલ પદમણી... ... ... ... | ૦—૨—૦ |
| જેસલ તોરલ ... ... ... ... | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા ... ... ... ... | ૦—૨—૦ |
| પ્રવીણ—સાગર ... ... ... ... | ૦—૨—૦ |
| કનક—કેશરી ... ... ... ... | ૦—૨—૦ |
| યોજનગંધા યાને ભીષ્મ પ્રતિજ્ઞા ... | ૦—૨—૦ |

માલીક—વી. એમ. મનીપુરીઆ એન્ડ કો.

શ્રી વિજય નૌતમ નાટક સમાજ.